# પ્રકાસ બીચાર.

શ્રી જ્ઞાનોદય મંડલ લીખતેહે કે પ્રકાસ કીતાબ ગુજરાતી ઓર હીંદી મે કોનને ફેરફાર કીઆ ઓર કબ કીઆ ઉતર ગુજરાતી પ્રકાસ સંવત ૧૭૧૫ મે ભાઇ મેહેરાજને લીખા ઓર હીંદી પ્રકાસ સંવત ૧૭૩૦ મે ફેરફાર કરકે લીખના સરૂ કીઆથા ઓપરના જાએકી ૨૧ ચોપાઈ નઈ બનાએકે પ્રગટ બાનીમે આખર લીખી ઓરશ્રી તારતમ મે સે શ્રી દેવચંદજીકા નામ નીકાલકે પ્રગટ બાનીકે સરૂઆત મે ૬ ચોપાઈ લીખી નહીતો આગે એસા ધોરણ રખાથાકે રાસ કીત બકેપેહેલે તારતમ લીખા જાતાથા ઓર પ્રગટબાનીમે નહી લીખતેથે પન જબ તારતમકી દુસરી ચોપાઇ અડલીતબ પ્રગટ બાનીમે લીખને લગે ઓર ભાઇ મેહેરાજ જબ ગુજરાતી પ્રકાસકો હીંદી લીખને લગે તબ ગુજરાતી પ્રકાસ કા પ્રકરન ૪ કે ૮૦ ચોપાઇ થી તીનમે સે ૧૬ ચોપાઇ છોડ દઇ ઓર પેહેલે ૨૦ ચોપાઇ ઓર આખર ૩૪ ચોપાઈ હીંદી બનાઇ બીચ ૨૬ ચોપાઈ છોડ દઈ ઈન સમે શ્રી નોતમ પુરીએ પ્રેમદાસ નાગજી ભાઇ ઓર સિધાજી દિલ્લી મે જાએકે સંવત ૧૭૩૬ મે ખબર લીખા ઓર કહાકે ભાઇ મેહેરાજ આપ જો ગુજરાતી પ્રકાસ કો હીંદીમે બનાતે હો તીનમે ફેરફાર કરતેહો દેખો ગુજરાતી પ્રકાસ પ્રકરન ૧ કી ચોપાઇ ૩ સો હીંદી પ્રકાસ પ્રકરન ૧ ચોપાઇ ૩ મે બદલ કે લીખી હે ઓર ગુજરાતી પ્રકાસ પ્રકરન ૨ કી ચોપાઇમે ૪ સો હીંદી પ્રકાસ

પ્રકરણ ૨ ચોપાઇ ૪ મે બદલ કે લીખી હે ઓર ગુજરાતી પ્રકાસ પ્રકરન ૪ મે સે ૨૬ ચોપાઇ નીકાલ દીઆહે તબ ભાઇ મેહેરાજ બોલે કે ઇસિ બખત સુખ ધ્યાન કરો ફજરકા ઉઠકે દેખેગે જો ફેર ફાર હોએગા તો સુધાર લેગે ઇતના કહેકર ભાઇ મેહેરાજ ઉઠકે અપ ને સથકે લોગકુ કહા કે આજ જુમારાતહે મે એકાંત ઠેર બેઠકે મહમદ પેગબરકુ બોલાતાહુ ઓર આપ લોગ જાહાલોમે ધ્યાનસે ના ઉઠુ તાહાંલો કીવાડ મે લના નહી ઓર ભાઇ નાગજી શ્રી નોતમ પુરીસે આયેહે તીનકી સભાલ રખના કારકે મેરી તરકીબ કોઈકુ માલુમ ના હોએ બાસતે ખબરદાર રહીઆ ઇતના કહકર કીવાડ બધ કરકે લોબન જલાયા ઓર કલમેકી મલ ક ને લગે ઓર મહ દી કલમ સીર ચઢયા તીનકી સાખ સનધ પ્રકરન ૨૨ ચોપાઈ ૮ મ લીખાહે જબ એકરાત ઓર એક દીન કલમા પઢા તો ભી પેગબર આયા નહી તબ દુસરી રાતકો જુમા થા યાને જુમા સુકર બાર કો કેહેનેહે જમ સુકર બાકી અધી રાત ગઇ તમ મહમદ પેગબર સુપના મે આય કે કહા કે ભાઈ મેહેરાજ તુમ અબ કોઇ બાતકી ફીકરના કરો જો શ્રી નૌતન પુરી સે તીનો જન આય હે તી કા દીલ મેને ફીરાએ દીઆ હે, અબ કહસે, તુમરા કહેના કબુલ કરેગે પન જાહાલો શ્રી નૌતન પુરી નહી જાએગે તાહ લો મેરા જોર ચલેગા જબ શ્રી નોતમ પુરી પોહોચેગે તબ હમ ગુરૂ શ્રી બીહારીજીકા તાપસે દુર રહેગે પન ઇસ જગો આજ સે હમ તુમારી સથ રહેગે જો સખસ તુમારે સામને આવેગા

તીનકા દિલ ફીરાયે દેગે સો બચન ભાઇ મેહેરાજને સનધ પ્રક રન ૩૧ ચોપાઈ ૪૫ મે લીખા હે જબ ફજર હુઈ તબ ભાઈ મહે રાજ તુરત ઉઠકે નાગજીભાઇકો ઉઠાઆ ઓર કહાકે આપ લોગ આજ તીન રોજસે આયે હો હમારા બલ દેખને હો અબ કહો શ્રી દેવચંદજી ગુરૂ શ્રી બીહારીજી કે પાસ હે, કે હમારી પાસ હે સે કહો તબ નાગજીભાઇ બોલે કે શ્રી નોતમ પુરીમે તો હમકુ કછુ માલુમ નહી હોતે હે ઓર ઇહાં તો સાક્ષાત શ્રી રાજજી બીરાજતે હે તબ ભાઇ મહેરાજને કહાકે જો આપ લોગ હમારે પાસ શ્રી રાજજી દેખતે હો તો ઠાર ઠાર સબ જગો સાથકો તુમારે હાથ સે લીખભેજો કે ભાઇ મેહેરાજ કે પાસ શ્રી રાજજી ઓર સતગુરૂ શ્રી નિજાનંદ સ્વામીજી બીરાજતે હે તાથે તુમ સબ સાથ ભાઇ મેહેરાજ પર ઇમાન લે આયો ઓર અબ શ્રી નોતન પુરી મે કછુ નહી હે એસી પત્રી ઠાર ઠાર લીખકે નાગજીભાઇને ભેજ દીયા ઓર બાઇસ દીનમે તીસ હજાર સાથકો ફીરાય દીયા ઓર શેખ બદલ મુસલમાનકે સાથ ખાના ખવાએ મેં તીનો જનકો અપને દીન કર લીઆ સો બીતક પ્રકરન ૩૬ ચોપાઇ ૧૦૨ મેં લીખા હે, આગે ભાઇ મેહેરાજને નાગજીભાઇકુ કહા કે તુમને ભલા કીઆ સબ સાથકો શ્રી નિજાનંદી સંપ્રદાય છોડવાય કે મેરે તાબે લાય સો અછા કયા પન અબ ગુરૂ શ્રી બીહારીકો મેરે તાબે લાયો તબ તુમકુ બહાદુર કહુ તબ નાગજીભાઇને કહા કે એ કોન બડી બાત હે અબ મેં ઇહાંસે જાય કે તુરત ગુરૂ શ્રી બીહારીજીકો તુમારે તાબે

શાઉ ઈતના કહ કર શ્રી નોતમ પુરી ચલે જબ કાઠીયાવાડકી
સરહદમે આય તમ મહમદ પેગમ્બર જલને લગા ઓર નાગજી
ભાઈકા હીરદામેસે ઉઠ ગયા જબ મહમદ પેગબર તીનો જન
મેસે નીકલ કે દુર ગયા તબ તીનો એક દુજેકી અરસ પરસ કહે
ને લગે કે હમ લોગને સબ સાથકો એ ટી પત્રી લીખી કે ભઈ
મેહેરાજકે પાસ શ્રી દેવચંદજી હે ઓર શ્રી નોતન પુરીમે નહીહે
એસા ઉલટા લીખા અબ ગુરૂ શ્રી બીહારીજીકો કયો કર મુખ દેખા
વેગે, તમ નાગજીભાઈને પ્રેમદાસ કો કહાકે તુમને હમકુ ભુલાએ
તબ પ્રેમદાસને કહાકે હમકે તો સીધાજી ભુલાયા તબ સીધાજી
કહાકે હમકે તો નાગજીભાઈ ભુલાયા યો કરતે કર તીનો જન
લડ પડે ઓર માર પીટ કરને લગે તબ નાગજીભાઈકા શ્રી સુંદર
બાઈકા આવેશ આયા ઓર કહાકે માઈ સમુગી કરો તુમારા તીનોકા
દોસ નહીહે એતો મહમદ પેગબરને તુમારા દીલ ફીરાયાથા અબ
તુમ ફીકર છોડકે શ્રી નોતમ પુરી ચલો ઓર મે ભઈ બીહારીજીકો
પ્રગટ દરશન દે કર કહુ જાઉગી તો તુમસે કછુ નહી લડેગે ઇતના
બચન કહકર આવેશ અંતરધ્યાન ભયા એર ગુરૂશ્રીબીહારીજીક પાસ
જાય કે શ્રી સુંદરબાઈને કહાકે જો દીલ્લીસે તીન જન આતે હે
તીનકા દીલ મહમદ પેગેબરને ફીરાયાથા તાથે નાગજી ભાઇને સબ
ઠોર જુઠી પત્રી લિખી હે પન અબ તુમએ તીના જનકો વઢના નહી
જબ ગુરૂજી બીહારીજીને કહાકે મહમદ પેગબરકો સુંદર સાથ કો
દુર કરકે જાયો તીનકા ઉતર શ્રી સુંદરબાઈને દીઆ કે અગર આજમે

મહમદ પેગંબરકો હુ• કરુ તો એક તુમ રી ઉમેદ એલ દેખ નેકી પુરનના હોએ ઓર દુસરે તુમારી સીરદારી કાયમ નાહોએ એ દો બાલ હૈ બાસતે મહમદ પેગબર કુ કહુક દીન લડને દયો ઇતના બચન કહકર શ્રી સુંદરબાઇ અંતર ધ્યાન ભયા ઓર તીનો જન શ્રી નોતનપુરી આય એર સબ બીતક ગુરૂશ્રી બીહારીજીકો કહી ઓર નાગજીભાઈ ને એક પત્રી ભાઇ મેહેરાજકો લીખભેજી તીનમે લીખા કે તુમને હમકો બહુ કરકે હમાના દીલ ફીરાયદીયા થા ઓર હમસે ન કરનેકા કામ કરવાય લીયા અબ તુમારા કાતુક તુમ ભોગતના એસી પત્રી ભાઈ મેહેરાજકો ગઈ તબ સાધુ લાલદાસને બીતક પ્રકરન ૩૯ મે લીખાકે નાગજીભાઈ કબુલ કરકે ગએ થે પન શ્રી નોતમપુરી જાયકે બદલ ગએ સો લાલદાસકા લીખના સત હે કારનકે દીલ્લી મે નાગજીભાઇકા દીલ પેગ બરને ફીરાય દીયાથા ઓર જબ શ્રી નોતનપુરી આય તબ પેગ બરકા જોર ના ચલા, નાથે દીલ સાફ હુવા ઓર ભાઇ મહેરાજકી કારીગરી માલુમ હો ગે ઓર પત્રિકા લીખ ભેજી, તબ ભાઇ મેહેરાજને બીચ૰ કીયા કે હમને પ્રકાસકી ૨૬ ચોપાઈ નીકાલ દી હે તીનકો અબ કછુક લીખકે ઈન લોગકુ સમઝાય દેઉ, એસા બીચાર કરકે ઈન ચોપાઇકા થોડા સાર લેકે પ્રગટ બાની મે લીખ દીઆ, ઓર ગુજરતી પ્રકમ પ્રકરન ૧૭ ચોપાઈ ૯મે લીખા હે કે દો બેર પીડ હમ કારન આય ઓર સોઈ ચોપાઇ હીંદી પ્રકાશ પ્રકરવ ૧૭, ચો ૯ મે લીખા હે કે પાચ બેર પીડ હમ કારન આય અબ ગુજરાતી

મે દોબેર લીખા સો લીખને વ લા કોન થા, ઓરલીદીમે પાચ બેર લીખા, સો લીખને વાલા કોનથા સો સુંદરબાઈના સાથકો સમઝના ચાહીએ, એ ચોપાઈકા ફેર ફાર કરનેકા કારન એથા કે ગુજરાતી પ્રકાસમે દો બેર લીખા તીનકા માઇના એસા થા કે એક બેરીછ શ્રી દેવચંદજી આય, ઓર દુજી બેર શ્રી દેવચંદજી ગુરૂ શ્રી બીહારીકે હીરદેમે બીરાજે એ માઈના ફીરાને કે બાસતે હીંદી પ્રકાસ મેં પાચ બેર લીખા ઓર મહેરાજી સાધુકા ખબડદાર કર ગયે કે ગુરૂશ્રી બીહારીજીકે હીરદેમે ધની શ્રી દેવચંદજી આતે થે એસા કોઈ સાથકો કેહેના નહી. ઓર રાસ પ્રકાસ તીસરા ખટરૂતી કા માઇના બદલ કે સાધુ લોગ કુ તાલીમ દેના એસા તાલીમ આજ લો દીઆ જાને હે, જીસ તરેહે ચોપાઈ બોલતી હે ઇસ તરેહ ઇનકા માઇના નહી કરતે હે, દેખો રાસ પ્રકરન ૭ ચોપાઇ ૨૦ મે લીખા હે કે સાથમે ઉજીઆરા ભઆ તોભી ભરમ કા અંધારારહા તીનકા માઈના એસા હે કે શ્રી દેવચંદજીને ઉજાલા કીઆ, તોભી ગુરૂ શ્રી બીહારીજીકે હીરદે મે ગુરૂ શ્રી દેવચંદજી બીરાજતેથે તીનકી પેહેચાન સાથકો નહી હોતી થી એ અંધારા રહે ગઆ થા એસા માઈના હે સો માઇનાકા બદલ કે સાધુ કહેતે હે કે શ્રી દેવચંદજીને ઉજાલા કીઆ થા તીનકે ગએ પીછે અંધારા (અગ્યાન) હો ગયા ત કુ ભરમકા અંધારા લીખા હે એસા માઇના કરતે હે, ઓર ગુજરાતી પ્રકાસમે લગ ભગ પહર બીસ જગે લીખા હે કે ધની શ્રી દેવચંદજી ઇસ માયા મેં દો બેર આય

તીનકા માઈના એસા હે કે એક બેર આપ શ્રી દેવચંદજી આયે થે ઓર દુસરી બેર ગુરૂ શ્રી બીહારીજી કે હીરદામે પ્રગટ ભયે ઈન ચોપાઈકા આજ કાલ માઈના એસા કરતે હે કે એક બેરશ્રી દેવ ચંદજી આપઆય થે ઓર દુસરી બેર ભાઈ મેહેરાજમે આય ઓર ખટરૂતી પ્રકરન ૬ ચે પાઈ ૧૪ મે ભાઈ મેહેરાજ કહેતે હે કે મેરા જીવ ચાહાત હે કે મેરા આધાર કો શ્રી નૌતન પુરી મે મીલુ અબ કહો સવત ૧૭ ૫ મે શ્રી નોતન પુરી મે આતમકા આધાર ગુરૂ શ્રી બીહારીજી બીના દુસરા કોન થા આજ કાલ તાલીમ વાલે સાધુ ભાઈ કેહેતે હે કે ભાઈ મેહેરાજને શ્રી રાજ જીકો કહાથા કે મે શ્રી નોતમ પુરી મે મીલને ચાહતા હુ ઈસી તરેહ રાસ પ્રકાસ ઓર ખટરૂતી એ તીનો કીતાબ કે માઈને કીનાય કે કરતે હે પન એ તીનો કીતાબ ગુજરાતી ભાખામે હે કોઈ હીન્દી કે સસકૃત નહી હે ઈન ચોપાઈકા માઈના કરનેકી જરૂર નહી પડતી હે એસા ચોખા સબદકા માઈના ભી કોઈ નહી સમજતા હે અબ કહો એ સાથ કીતના બડા અગ્યાન હે એસા ચોખા શબદકે ઉલટાએકે તુમકુ સમજાય દેતે હે તોભી તુમારે સહુરમે નહી આતાહે અબ મે દાસ ઈનકા દઉ સે કડો ચોપાઈકા માઈના બદલ દેતે હે સો મે કહા લો લીખુ એ તીન કીતાબકા માઈના બદલનેકા કરન એહ હે કે જો માઈના સીધા કર તો સાધુ લોગકા રોજગાર ટુટ જાતા હે ઓર સુરત પરના ઓર ભાઈ મહેરાજ કી બડાઈ કમતી હોતી હે બાસતે સત સબદો કો છીપાએ

કેઉઠ કા જાહીર કરને હે, ઇનકા તો એ હીસાબ હે ક ચોપાઇકા માઇના ભલે બદલના પડે પન શ્રી નોતમ પુરીસે સુરત પરના કો બડી કહેના ઓર ગુરૂ શ્રી બીહારીજીસે ભાઇ મહેરાજકો બડા કહેના ઇન બાતપર દુકાન કર બેઠ હે ઓર મુખસે કહેતે હે કે હમ સત ધરમ પ્રચાર કરતે હે એસા અન્યાય શ્રી પરણામી ધરમ કા વાડામે કેં પરપચ હે, સો મે કાહા લો લીખુ

## શ્રીસત ગુરૂ બીચાર.

શ્રી સતગુરૂ સેવા સબ સાધનો સે ઉતમ હે સો ભાઈ મેહેરાજ ને રાસ પ્રકાસ ખટરૂતુ ઓર કીરતનમે લીખા હે એર પરણામી ધરમ પ્રકાસ પાના ૧૧૫-૧૧૬ મે લીખા હે તોભી પરણામીભાઈ અપના સતગુરૂકી રાહ તોડતેહે આગે મે કઇઓ દીનસે પુકાર તા હુ કે સતગુરૂ શ્રી નિજાનદ સ્વામીજીકા સમૈયા કરો ઓર પાખડ રસતા બધ કરો ઇતના કહેને સે મેરેપર લાલ આખ દેખતે હે ઓર હાતકો કરડતે હે એર મેરેકુ લીખતે હે કે તુમ અગ્યાન હો ઓર લડકો કે ખેલ માફક ઉતર અરજી ભાગ પહેલા છપવાયા હે એ બચનો સુનકે મૈ રાજી હુવા હુ મે અગ્યાન હુ કે ગ્યાન બાન હુ ઓર લડકાહુ કે બુઢા હુ એસા લીખનેસે કયા ફલ મીલતા હે અગર આપકુ લડના હે તો મેરા લેખકા પ્રમાન સે ખોટા કરો ઓર ખોટા ના કર શકો તો અન્યાય કા રસતા દૂર કરકે સચા રસ્તા પકડા જાહાલો આપ શ્રી દેવચદજીકી ખડ ની કરતે હો ઓર સમૈયા સેવા પુજા શ્રી નિજાનદ સ્વામીજીકી

કાયમ નહી કરેગે તાહાલો મેરી કલમ ચલેગી જીનના બલ શ્રી રાજજીને મેરેકુ દીઆહે ઇનની સતગુરૂ સેવા કરૂગા કારન કે કેઓ ઠોર શ્રી સતગુરૂ સેવા કરને કો લીખા હે ઓર કઈઓ પથ પેડે મે દેખતે હે તો સબ કોઈ અપના સતગુરૂ કો બડાતેહે ઓર ધરણાંમાં ભાઇતો કેહેતે હે કે ધણી શ્રી દેવચદજી કો જાગની કી ખબર નહીં હે ઓર આગમ કી ખબર નહી હે ઓર આખરી ગ્યાન નહી હે ઓર ગેબ ઓલવત નહી જાનતે હે ઓર સતગુરૂ બલ ગેરત જેસ હે ઓર અવાજ કોઈ નહી સુનતા હે ઇસ તરેહ આ દેવચદજી કી ખડની કઇ ઓ ઠોર કરી હે તીનકી સાબીતી જાહાલો ના કર દેવે તાહા લો ભાઈ મેહેરાજકૃત બાની કો અપ્રમાન સમઝી જાએ તીસ બાસતે ઉતર અરજી લાજ પેડલા પના ૧૮ મે હમને પુછા તીનકા જવાબ આજલો નહી હે

ઓર સતગુરૂ મહીના બાગને હમને જીન કુ પ્રશ્ન પુછા તીનને જુલમીકા ઓર બતાયા પન કોઇને સત ન્યાય ધરમકી બાત ના કરી ઇસ તરેહ એ સુપન ખેલકી માયા શ્રી નિજાનદી સ્વામીજીકી ગહ કાટતીહે આગે કોઈ સતગુરૂકી રાહ બચાવે એસા શિષ્ય હોના ચાહીએ

દેખો જબ ભાઈ મેહેરાજ શ્રી નિજાનદી સપ્રદાય મે થે તબ કીરતન પ્ર ૧૨૪ ચો ૫૧ મે લીખા હે કે જીનકો ગુરૂગમ આયા હે સોઇ જીવકા ઓધાર હુવાહે એ જયનો કુ ભી આપ અપને સીરના લીઆ ઓર સતગુરૂ શ્રી દેવચદજી કા હુકમ રખા અબ મે આપકુ

ખબર દેતા હુ કે મેરા લેખ દેખકે કોઇ દુમગ તીમરા બીચાર કરે સો ના સમઝકી બાત હે

આગે મેરા બીચાર એકે હે શ્રી સતગુરૂ બાસતે મે કઈ પ્રકારકી કલમ ચલાતાહુ મેરા લેખસે કોઈ બાત ઉલટી સીધી સમઝી જાએ એ દોસ મેરી કલમકા હોએ અગર સમઝને કા દોસ હે એ તો એ દોનુ પક્ષ છોડ કે મે એક સબદ લીખતાહુ કે આપ લોગને શ્રી નિજાનંદ સ્વામીજીકા હક તોડ દીઆ હે સો કાયમ કરોગે કે નહી સો બીચાર કરકે ચોખા સબદ મે ઉતર દેના ચાહીએ એ અરજ મે અનંદ મંડલકો ઓર બીજના મંદીરપચકો ઓર સરવ સુન્દર સાથકો કરતાહુ અગર મેરેકુ ઇસ બાબત મે કોઇ જબાપ નહી મીલેગ તો મે એક મહીના રાહ દેખકે ઉતર અરજી કા દોનુ ભાગ ઓર શ્રી પરણામી ધરમ મે જો પરપંચ ચલ રહાહે સો મે શ્રી પરણામી ધરમ શીવાએ દુસરા તીસરે મતમતાતરોમે જાહેર કરૂગા ઓર ઉનકે સાથ મીલકે શ્રી પરણામી ધરમ કા ન્યાય કરાઉગા ઓર એ લોગ શ્રી પરણામી ધરમકા સાસ્ત્ર ભાઈ મેહેરાજ કૃત બચનો કુ દેખને માગેગે તો દેખાઉગા પીછે મેરેકો એ બાતના કહેના કે દુસરી સંપ્રદાયવાલે કો અપના શાસ્ત્ર કયો દેખાયા એ દોસ સે મે બચતા હુ.

ઇસ બાબદ કે બાસતે હમને એક નોટીસ તા.૧૧ ૯-૧૯૨૪ કો ભેજા ઓર આઠ દીનમે ખુલાસા માગા તોભી જબાપ નહી આયા

આગે સતગુરૂ શ્રી દેવચંદજી કે બાસતે મે જનમભર લડુગા

ઔર જાહાલો આપ નહી સમઝો ગે તાહાલો ઝગડા ચલેગા ઔ
ઝગડા મે ક્યા ફલ મીલેગા સો આપ લોગ સનઝદાર કો માલુમ હે
આગે મેરા ઝગડા સમાધાન કરને બાસતે જાહા પર પરણામી ભાઇ-
ઓ સમઝ બીચાર વાલે રહે તે હુ તીન સમકા ઠોર ઠોર ખબર દેના
એ બોજા ગ્યાન ઉદે મડલ પર હે આગે કોઈ ના કહે કે મેરેકુ
ખબર ના મીલા અગર કોઇ પરણામી ભાઇ મેરી અરજ ના સુનેગે
ઔર સતગુરૂ શ્રી દેવચદજીકા હક દનોકા ના મીલેગા તો મે સબ
દલીલ જાહીર કરૂંગા.

કારન કે શ્રી પરણામી ધરમ પ્રકાશકા પુસ્તક પને ૧૦૭મે
લીખા હે કે ઇંદ્રાવતી નામકી સખી સબ સખીઉકો જાગ્રત કરેગી
ઔર તારતમ ગ્યાન સે કલીજુગ કો કાટેગી ઔર શ્રી રાજજીકે
મુખકે બચન પ્રગટ કરેગી એસા અપ્રમાન લીખા હે એ સબ કામ
શ્રી દેવચદજી કરતે હે સો શ્રી દેવચદજીકા નામ નીકાલકે ભાઇ
મેહેરાજકા નામપર બઠાઇ લીખી હે ઔર પને ૧૦૯ મે લીખાહે કે
શ્રી દેવચદજીને કહાહે કે સખી ઇંદ્રાવતી તુમસબ સખીયુ કુ જાગ્રત
કરો ઔર શ્રી દેવચદજીને અપના તેજ ભાઇ મેહેરાજ કે હીરદે મેં
ભેજા એ બચન અપ્રમાન હે શ્રીદેવચદજીને કહાપર કહા થા કે
સબ સખીઓકો જાગ્રત કરો ઔર અપના તેજ ભેજાથા કે નહી ભેજા
થા સો કયો કર માલુમ હુવા એ સબ બાતે લીખી હે સો સતગુરૂ
શ્રી દેવચદજીકી બદની કરને કે બાસ્તે એસા પુસ્તક છપવા યાહે
બાસતે મેરા દલીલ જાહીર મે લાવનેકી જરૂર હે ઔર તીન બાસતે

હમને ઉતર અરજી ભાગ પહેલા પના ૧૮ મે અરજ કરીથી કે આપને ભાઈ મેહેરાજકો મરદ બનાયા ઔર શ્રી દેવચંદ્રજીકો ઔરત કહા સો ઔરત કા પુકાર કોઇને ના સુના ઔર મરદ ને દુસરા જામા પેહેનકે સબ જગ જાહીર જાગની કરી એસા આપ સમઝાતે હો પન કીરતન પ્રકરન ૨૩ ચોપાઇ ૮મે લીખા હે કે શ્રી નિજાનંદ સંપ્રદાય સબ સખીયોંકા જુથ હે બીના શ્રી કૃષ્ન સબ ઓરતેહે સો આપને આજલો નહી દેખા ઔર ભાઇ મેહેરાજકો સબ સાથકે પ્રાણેકે નાથ બનાયે હો તો નાથ માયના મરદકા હોતા હે દેખો પને ૧૧૦ મે લીખતે હે કે સબ સખીયે કા ઇસ પ્રાણનાથ નિષ્કલંક બુદ્ધ ઔર વિજયાભિનંદ એ નામ સબ ભાઇ મેહેરાજકા કેહેલાતેહે એસા લીખતેહો સો બચન સબ અપ્રેમાન હે વાસતે શ્રી પરણામી ધર્મ પ્રકાશકા પુસ્તક ભી અપ્રમાન કહા જાતા હે નહી તો પના ૧૧૦ કી સ્રબુતી કરવા દયો.

લી નમ્ર સેવક.

**મીસ્રી રામજી ભોજાના**

સર્વે સુંદર સાથને પ્રણામ

ઠેકાણુ—માળીવાઢા

પોસ્ટ—વીરમગામ (ગુજરાત)



# શ્રી ખીજડા મંદીરનો પરંપરા વંશ.

(૧) મુલ આચાર્ય સતગુરૂ શ્રી દેવચંદજી (૨) તે પછી મુલ શિષ્ય શ્રી ભગજીભાઇ તથા ગાદી વારસ નીજપુત્ર ગુરૂશ્રી બીહારીજી (૩) પછી ગાદી વારસ દત્તકપુત્ર શ્રી પરમાનંદજી (૪) પછી તેના શિષ્ય શ્રી કેસરબાઇ તથા કેસી બાવાજી (૫) બ્રહ્મચારજી શ્રી ધ્યાન દાસજી (૬) શ્રી મોહનદાસજી (૭) શ્રી ફુલચંદજી (૮) શ્રી અમરદાસજી (૯) શ્રી જીવરામદાસજી (૧૦) શ્રી બીહારીદાસજી (૧૧) શ્રી સુખલાલદાસજી (૧૦) શ્રી પરમેશ્વરદાસજી થઆ આવી રીતે શ્રી ખીજડા મંદીરનો પરમપરા વંશ સંવત ૧૯૭૩ સુધી ચાલ્યો આ વખતે શ્રી પરમેશ્વરદાસજીની ગીરા ધમા કેટલાક સાથી ભાઇ તથા સાધુઓએ મળીને ખોટો ચેરાનો આરોપ દઇને શ્રી ખીજડા મંદીરનો પરંપરા વંશ તોડી નાખ્યો અને નેપાલી બાવાજી શ્રી દયાલદાસજીના શિષ્ય બાવાજી શ્રી ધનીદાસજીને શ્રી ખીજડા મંદીરનો કારભાર સોપ્યો

## કુદરતનો કોપ.

શ્રી નિજાનંદી ગાદી વારસ ગુરૂશ્રી પરમાનંદજી પાસે સંવત ૧૭૬૩ મહા વદ ૧૧ાા નુ શ્રી કેસર બાઇએ તથા તેજસી બાવાજીએ એવુ કબુલ કર્યું હતુ કે અમને ખીજડા મંદીરમાં રહેવા આપો તો અમે શ્રી નીજાનંદી સંપ્રદાયનો કેટલોક સાથ ભુલખાઇને શ્રી સુંદરતને મહિમા વખાણે છે તેને અમો મુલ ધર્મની ઓળખાણ કરાવીને તમારા ચરણમા લાવીશુ અગર અમો તમારાથી દગો કરીએ તો શ્રી રાજજી અમારા હીસ બ લેશે, આવુ કહીને શ્રી કેસરબાઇ

રહ્યા તે વખતે ગુરૂશ્રી પરમાનંદજીએ કહયુ કે શ્રી નિજાનદ સ્વામીજી શ્રી દેવચદજીની ગાદી વારસની સેવા બજાવીને રોટી ખાશો ત્યા સુધી તમારો હીસાબ લેનાર કોઇ નથી તથા શ્રી ખીજડા મદીરથી કાંઢનાર પણ કોઇ નથી પણ જો તમો મુલ ધર્મ છોડી દેશો તો કુદરતના નિયમ પ્રમાણે નાશ પામશો અને જો શ્રી નિજાનદી સાથ ભુલી ગઓ છે તેને જો શ્રી નિજાનદી ચાલપર લાવશો તો અખડ સુખ ભોગવશો આ ગુરૂશ્રી પરમાનદજીના વચન મળી આવ્યા છે. કારણ કે કુદરત ભગવાનની મુદત સવત ૧૯૫૭ સુધી પુરી થઇ છે ભાઈ મેહરાજના લખ્યા મુજબ જુવો સનધ પ્રકરણ ૪૨ ચો ૨૨-૨૩-૨૪ હીજરી સન ૧૩૨૦ પુર્ણ થાએ છે તે પછી ગુરૂશ્રી પરમાનદજીના વચનનુ ફલ જોવામા આવે છે સવત ૧૯૫૭ પછી શ્રી સુખલાલદાસજીએ પોતાના શિષ્ય શોધવાને કઈક વીચાર કર્યો એકવા શ્રી જીવનદાસજીને નીરધાર્યા બીજીવાર શ્રી બુદ્ધિદાસ જીને ચદર ઓઢાડવા જાહીર કર્યું અને છેવટે સાથીઓની સલાહથી શ્રી પરમેશ્વરદાસજીને સરવે કારભાર સોપી સવત ૧૯૬૫મા પોતે શ્રી ધામ પધાર્યા તે પછી સૌ સાથ તથા શ્રી પરમેશ્વર દાસજી મલીને સવત ૧૯૬૬ના માહા સુદી ૧૩ થી આઠ દીવસ ઓછવ કર્યો તે પછી સાથીઓથી જુદાઇ પડી ને ચાર વરસ સુધી મહારાજ સાથે વીરૂધ્ધ ચાલ્યો છેવટે શ્રી પરમેશ્વરદાસજીને સવત ૧૯૭૩મા રજા આપીને ખીજડા મંદીરનો કારભાર શ્રી ધનીદાસજીને આપ્યો તેજ વખતે સં. ૧૯૭૪ના મહા સુદી ૭ મે ૫ જાની ચોરી થઇ આવા કોપ શ્રી સત-

ગુરૂના વચનનો છે પણ કોઈ સુદર સાથને સમજવામા આ૦યુ નહિ અને મુલ સતગુરૂની ખડની કરી તેના દોષને લઇને શ્રી પગ્નાના મદીર ઉપર વીજલીની આગ પડીને મદીરના ગુમટમા ફાટ પાડયો એવો જાહેર કુદરતી કોપ જોવામાં આવે છે તો પણ સાગીઓ અહકાર મુકતા નથી જુવો આજ દીવસ સુધી કેવુ જોગ છે તે શ્રી ખીજડા મદીરનો કાગળ વાચવાથી ખબર પડશે

## શ્રી ખીજડા મંદીરનો કાગલ. ન૦ ૨

શ્રી ૧૧ તા ૧૩-૮-૧૯૨૪

સ્વસ્તિશ્રી વીરમગમ મધે શ્રી ભાઈ રમજીભાઈ સમસ્ત બાલગોપાલ૬ એતાનશ્રીશ્રીશ્રી નવતનપુરીથી લી શ્રી મહારાજ શ્રી શ્રીશ્રી ધનીદાસજી ગુરૂશ્રી સુખલાલદાસ તથા સાધુ મુરતી ૫૦ના પ્રણામ વચશે લખવ નુ કે તમે એ ઉંત૰ અરજી નામની ચોપડી છપાવીને બહાર પાડી છે તે ચોપડીમા માન ઘટીત ઉલટા ઉલટા અનુભવ લઈને વાણીનો અર્થ ઉથલ પાથલ કરી નાખો છો હજી પણ બીજી ચોપડીમા કરવાવાલા છો આ બધી વાતોની બેઇજતી કરવા તમોને કોણે કહેલ છે વાણીની ચોપાઇના અર્થ ઉલટા ઉલટા તમોએ સમજાવ્યા છે આવી રીતે અર્થ વાણીનો નહિ થાય તમારા સમજવામા બહુ ફરક છે તેને લીધે તમોએ વાણીના અર્થના ખુલાસા કરવા આંહી આવી જાઓ આજ દીવસ સુધી અમે એમ જાણતા

હતા કે તમો વાણીના અને પોતાના પ્રભુમી ધર્મના બહુ માહીત ગાર છો પરતુ આ તમારી ચોપડી જોઇને શકા થઈ કે તમો ધર્મની બાબતમા વાણીમા કાંઇપણ નથી જાણતા તેને લીધે કે તમોને લખુ છુ કે તમો આહી અમારી પાશે આવવા આ કાગળ દેખત રવાના થઈ જાઓ જેટલી તમારી શકા છે તે આહી આવી નીરાકરણ કરી જાઓ આ કાગળ દેખત કાગળનો જવાબ વળતી ટપાલે લખજો

તા સદર

# જવાબ.

## શ્રી દેવચંદજી સતછે. શ્રી રા શ્રાવણ વદ ૧ સં ૧૯૮૦

## માહારાજશ્રી ધનીદાસજી ગુરૂશ્રી સુખલાલદાસજીની સેવામા

## ખીજડા મદીર શ્રી નૌતનપુરી

॥૧॥ આપે લખ્યુ કે વાણીનો અર્થ ઉલટ પાલટ કરી નાખ્યા છે તે જુઓ ઉત્તર અરજી ૫ ના ૨૮મા અમોએ અર્થ નથી લખ્યા ખાલી ચોપાઇનો સાર લખ્યો છે, તેમા કાંઇ ખોટુ હોયતો પ્રમાણથી ઉત્તર લખો ॥૨॥ આપે લખ્યુ કે ઉત્તર અરજીનો બીજો ભાગ છપાવવા ઢોલુ કહું છે ને અમને અમારા ગુરૂશ્રી ઝવેરદાસજીએ આમ લદ્રેસરવાલા આગ્ના કરી ગયા છે. તેથી સરવે પુસ્તકો લખીએ છીએ (૩) વલી આપ મને તેડાવો છો તે તમારા લખવાથી આવવુ પડે એવુ કાંઇ કારણ નથી મારા જેવુ કાંઇ કામ હોયતો શ્રી ખીજડા

મંદીરના પચનો કાગળ આવેથી આવીસ કારણ કે આપ લખો છો કે તમો વાણીમા કાઇ જાણતા નથી વળી કહો છો કે તમારી શકા દુર કરીશુ તે ન જાણનારની શકા દુર કોઈ દહાડો થાતી નથી માટે મારે આવવાનુ શુ કામ છે હુ વાણી જાણવા જેવો થઇશ તે વખતે આવીસ હાલ જે કાંઇ મારે પુસ્તક છપાવવા છે તે છપાવી ને જાહેર પાડી લઉ કારણ કે શ્રી નીજાનદી સમ્પ્રદાયએ પોતાનો મુલ ધર્મ છોડી દીધો છે તેથી હવે શ્રી નીજાનદી સમ્પ્રદાયની પહેચાન માટે મારે બારાસો પ્રશ્ન લખવા છે તે થોડે થોડે લખુ છુ પેલા ભાગ પાના ૬મા ૭૫ પ્રશ્ન લખેલા છે અને હવે બીજા ભાગમા ૪૦ પ્રશ્ન લખ્યા છે તે પણ છપાવાથી જાહીર કરીશુ અગર એ પ્રશ્ન ૪૦ તમારે વાચી જોવા હોએ તો લખવાથી લખી મોકલુ ।।બીજા તમારા કાગળમા તમારી સહી તથા ખીજડા મદીરનુ નામ તથા લખનારનુ નમોએ નથી લખુ તે હવેથી લખજે અગર તમારી સહી વીના કાગળ આવશે તેનો ઉતર નહિ લખાએ હાલ એજ

દા. મીસ્રી રામજી ભોજાના

પ્રણામ સ્વીકરશો.

## શ્રી ખીજડા મદીર તરફથી શ્રી રનીદાસજીનો કા. ન. ૩

રામજી ભોજા ઉતર અરજી અભીમાનીને ખબર આપવામા આવે છે કે તમોએ સવત ૧૯૮૦ સને ૧૯૨૪ ની ન્યુ પ્રીન્ટીંગ પ્રેસમા શા મહનલાલ માણેકલાલના છાપખાનામા પ્રણામી ધર્મ

પ્રકાશની ઉતરના બહુ બહુ ભુંડા કલમા ચલાવવામાં કોઈ તરેહની ખામી નથી રાખી તમે પોતે નીજાનંદ સપ્રદાયનો દાવો રાખનારો આવો અભીમાની શખ્સ અસલ નીજાનંદ સપ્રદાયનો શીષ્ય ઉપદેશક આડી અમારી પાસે આવીને તમારા અભીમાન ભરેલા લુચાઈ પાખંડ રચેલા ધ્રુતપણાના મેલ તથા વીકારને દુર કરવાને માટે અમારી પાસે આવીને અભીમાની અમલ ઉતારી જાઓ જયા સુધી અમારી પાસે આવીને પ્રશ્ન ઉતર અરજીના ખુલાસા નહી કરી જાઓ ત્યાં સુધી તમોને ખાવુ પીવુ હરામ છે ઓર શ્રી નીજાનંદ સ્વામીના સેગન છે કારણ કે જયારથી આ ધમ પ્રગટ થયો છે ત્યારથી આજ સુધી તમારા જેવો અભીમાની, પાખંડી, ધ્રુત, કુટીલ જગતમા પેદા પણ નહી થયેલો હવે આ કલજુગનુ રૂપ તમેજ પ્રગટ થયા છે કેમકે આપ પોતે ચોર હોય તે બીજાને પણ ચોર જાણે છે પોતે લપટ હેય તે બીજાને પણ લપટ સમજે છે. આ બના લક્ષણો તમારામા જોવામા આવે છે કારણ કે તમ રો અમારો સતસંગ સંવત ૧૯૦૨-૮ થી થયેલો હતો તમોને અમો સારી પેઠે જાણીએ છીએ પરંતુ આજદીન સુધી અમો એમ જાણતા હતા કે પ્રણામી ધર્મના અદર તુ સાચુ રહસ્ય જાણવા વાલો છે જેવી બુદ્ધી છે ધર્મની અંદર તમારી પ્રચલીત છે એવો બીજાને કોઇને પણ નથી બીજા પ્રણામી સંપ્રદાય વાલા રામજી ભાઇને તુચ્છ કારકરે જે તે લોકોની ભુલ છે અમો એમ ધારતા હતા પરંતુ આ ઉતરઅરજી મા સારી પેઠે માલમ થયો કે મહા અભીમાની, કુચ્ચો, નંગો, ધ્રુર્ત

ધર્મદ્રોહી તમેજ છે। ઉપર અરજીમા વાણીના જેજે ચોપડીની સાક્ષી પુરાવીને નાલાયકી અરથો વાપરેલા છે તેનુ અર્થ તેનુ રહસ્ય જાણ વાને લીધે ઉતકંઠીત થઈને મારા પાસે અવીને ખુલાસો કરી જાઓ તે બધીવાતોનો ખુલાસો તમેને કરી આપીશુ નહિતર આવા આવા ધુર્તપણાનો નાલાયકીના શબદો વાપરીને ચોપડી છપાવવા વાલાને આગળ પગલા ભરવા પડશે તમે તમારૂ ભલુ ચાહતા હોતો હજી પણ સભાલીને પગલા ભરજો પોતાના સવનીના રીસથી પોતાના પતિના ગોદમા ઝાહા ફરે આવી તમારી દસા છે કારણ કે તમો તમારી નાતથી બહાર થયેલા છો નાતના રીસને લીધે પોતાના પરમાત્માસ્વરૂપ સતગુરૂને ગાળો ભાડે છો ધમને કલક લગાડે છે તમારા જેવા ગુરૂદ્રોહી બીજા કોણ છે ધન છે તમારી અકલને તમારી સમજને ધન છે તમારા ગ્રહણ કરેલા ધર્મને ધન છે તમારા જેવા ગુરૂદ્રોહીને તમારા જેવા પુત્ર પેદા કરનાર માતા પીતાને પણ ધીકાર છે તમારા જેવા પાખંડી પેદા થતા ગર્ભમા કેમ ન ગળી ગયા પૃથ્વીમા ભારરૂપ થઇને પેદા થયેલા છો તમે તમારા મનમા શુ સમજીને આટલો અભીમાન રાખતા ફરો છે. આટલા બધા ધર્મના જાણીતા થઇને ફરો છો તો આકી મારી પાસે આવીને તમારૂ રહસ્ય ખોલી જજો તમો પ્રસ્તાવનામા લખો છો શ્રી નીજાનંદી સંપ્ર દાયની વધારે પેહેચાન શ્રી નીજાનંદી સંપ્રદાયના પુસ્તકમા છે તે હજી છપાણુ નથી તો આ વીશે તમો લખો છો કે નીજાનંદી સંપ્રદાય ની પુરી પહેચાન એ પુસ્તક વાચવાથી થાય છે છપાવવાના એક હજાર

પ્રતના રૂ ૧૦૦) ખર્ચ થાય એવડુ પુસ્તક છે લખવાનું કે આ પુસ્તકની નકલ તમો આંડી આવતા લેતા આવજો તે પુસ્તક અમે છપાવીને બહાર પાડી દેશુ આ વાતની કોઈ તરેહ સંકા ન માનજો કાગળ દેખત અમારા પાસે રવાના થઈ જવુ જયારે તમો રવાના થાઓ ત્યારે અગાઉથી તાર કરશો એટલે તે તારીખે સ્ટેશને ગ ડી લઈ લેવા આવશુ આ કાગળ વાચીને તમો ન આવો તો તમારા ગ્રહણ કરેલા ધર્મને સોગંદ છે.

શ્રી માહારાજ શ્રી ૧૦૮ શ્રી ધનીદાસજી ગુરૂ શ્રી સુખલાલદાસજી
શ્રી નવતનપુરી ખીજડા મંદીર

તા. કે—તમારો કાગળ શ્રાવણ વદ ૧ શુક્રવારનો લખેલ અભી માન ભરેલો પોંચ્યો વીગત જાણી તમે પોતે ગુરૂ દ્રોહી થઈને ભ્રષ્ટ થઈ ગયા છો તમારા ગુરૂને કલંક કેમ લગાડો છો કે પ્રશ્ન ઉતરનો બીજો ભાગ છાપવાનુ ભદ્રેશ્વરવાળા ઝવેરદાસજી કહી ગયા છે આ વાત તમારી ગલત છે તમો લખો છો કે તમારી સહીનો કાગળ નથી આવ્યો તેથી હવેથી કાગળ નહિ લખીએ તમો મારા હાથની સહી લેવા વાલા કોણ છો તમોને આ વાત કોણે શીખવી છે કે આ વાત તમોને ઝવેરદાસજી શીખવી ગયા છે કે માહારાજની સહી વાલો કાગળ આવે ત્યારેજ પત્ર લખવો નહિતર ન લખવો ઓર શ્રી પ્રાણ નાથજીના કાઈ તરેહની માન ઘટીન વાત લખશો તો અને વાણીને

ચોપાઇ છાપસો તો તમારા માટે આગળ પગલાં ભરવામા આવસે
સંવત ૧૯૮૧ના શ્રાવણ વદી ૪ સોમવાર તા. ૧૭-૮-૧૯૧૪

**શ્રી મહારાજ શ્રી શ્રી શ્રી ધનીદાસજી.**
ગુરૂશ્રી સુખલાલદાસજી શ્રી નવતનપુરી ખીજડા મંદીર
દા કામદાર લક્ષમીચંદ ઠાકરસી.

## સાથીભાઇનો મત,

કેટલાક સાથીનો એવો મત છે કે શ્રી ખીજડા મંદીરનો કાગળ છપાવવાથી માહારાજશ્રી ધનીદાસજીનો મહાતમ ઘટે માટે ન છપાવવો અને કેટલાક સાથીનો એવો મત છે કે જેવી બાબદ હોએ તેવા જાહેર કરવી કારણ કે શ્રી નીજાનંદી સંપ્રદાયનો ન્યાય ધર્મ છે તેથી તે ધર્મમા કોઇ બાબતનો ભેદ રાખવાની મનાઈ છે માટે જાહેરમા લાવવો

## રાજકોટનો કાગલ નં. ૪

તા ૯-૮-૧૯૨૮

લી. વૈદ ગોરીશંકર હરીશંકર

ભાઈ રામજી ભોજા વીરમગામ આપે ઉતર અરજી છપાવી બાહેર પાડી છે જેમા તમો વાણી કે શાસ્ત્રથી તદન અજ્ઞાત હો ત દેખાઈ આવે છે કે તમારા પ્રશ્નો સબંધ વીનાના છે પણ તમો જીજ્ઞાસુ છો ભલા આઠ ભિસ્ત (સ્વર્ગ) તમો શુ વસ્તુ સમજયા છો

નનધ ખીલવત, ચીનગારને કયામતનામામા કય. હીસાએ ચોપ.ઈએ લખાણી છે ને મહામતી શ્રીજીસાહેબજી પ્રાણનાથજી તે નામો શ્રી દેવચંદજીના છે તે તમોએ કયાથી કઢ્યુ નામના કલપાતને તમો વી રીતે સમજ્યા વાણી શેવા ખોટી ને વસ્ત્ર સેવાનો આદર થા ધ્યાન આસન તે તમો શી રીતે ને ક્યા લક્ષણથી લખો છો શાસ્ત્રીએ ની સાથે પ્રશ્નોત્તર કરવા જેવુ તમો ક્યુ જ્ઞાન ધરાવો છો. આવા વિતુંડવાદ મુકી મારી પાસે આવે તમારા ખુલાસા આપીશ હવે ઉતર અરજીના પુસ્તક ૪ મોકલજો ૧ મને ૧ શાસ્ત્રીજીને ૨ માહારાજ શ્રીધનીદાસજીને સર્વેના ખુલાસા લીયો ને જો તમારૂ સમાધાન ન થાય તો હુ ફરીશ મારો ધર્મરૂપ ધંધો નથી તેથી તમારૂ અપમાન નહીજ થાય તેમ વિવાદ પણ નહિ થતા તમારા મનને શાંતિ મળશે બાકી આપનુ મન ઉશકેરાઈ આવા છોકરવાદી જેવા લખાણો શુ કરવા છપાવો છો નીતસર કામ કરોતો સારૂ છ પત્રથી ખુલાસા નહિ થાય જે જવાબ મળશે તે સમજ્યા મળશે

## જવાબ.

શ્રી ૧ાા શ્રાવણ સુદી ૧૧ સોમવાર

શ્રી દેવચંદજી સત છે

વૈદરાજ ગવરીશંકર હરીશંકર તમારો કાગળપે ચ્યો આપ લખ્યુ કે તમારા પ્રશ્નનુ સમાધાન કરશુ માટે રાજકોટ આવો તે બાબ્યુ રાજકોટ આવીને આપણે એંન સમજવુ નથી આતો શ્રી નીજાનંદી

સંપ્રદાયની પેહેચાન માટે પ્રશ્નો લખીને અમોએ ઉત્તર અરજીનું પુસ્તક છપાવીને બાહેર પાડ્યું છે માટે જે પ્રશ્ન તમોને તે પુસ્તકમાં પુછ્યા છે તેનો લખીતવાર જવાબ આપો એટલે અમો ઉત્તર અરજીના બીજા ભાગમાં તમારા ઉત્તર છપાવશુ તે તમારા ઉત્તર સાચા કે ખોટા છે તે શ્રી નીજાનંદી સંપ્રદાયના પંચ પાસ કરશે અને અમોએ જે પ્રશ્ન પુછ્યા છે તે તો જાહેર છાપેલા છે તે વાંચીને તરત ઉત્તર લખી તૈયાર આપો અગર અમારા પ્રશ્નને ખોટા કહો તો પણ પ્રમાણ સહીત લખીતવાર આપો અગર તમારા ઉત્તર આપવાને ઢીલ કરશો તો બીજો ભાગ છપાઈ જાશે તો પછી રહી જાશે તેથી તરત પંદર દીવસમાં આવી જાય તેમ કરશો ઉત્તર અરજીના પાના ૧૦ થી ૧૯ સુધી જે બાબત તમોને પુછીછે તેનો ઉત્તર આપશો હાલ એજ

દા. મીસ્ત્રી રામજી ભોજાના પ્રણામ સ્વીકારશો

## રાજકોટનો કાગળ ન ૫

તા ૧૭-૮-૧૯૨૪

ભાઈ રામજી ભાઈ, આપના તરફથી પત્ર મલ્યો છે જેમાં લખાણ કે પશ્નોના ઉતર તરત લખી આપો નહિ તો બીજો ભાગ છપાઈ જશે તે તો ભલે છપાઈ જાય તેથી સંપ્રદાય કે શ્રીજીનું ઓછુ નહિ થાય આ ખાત્રી રાખજો આપ નાસ્તિકનો પાઠ ભજવવા કદી ઇચ્છા રાખી હોય તેથી વણીને કે આચાર્યને કે મતસીધાંતને બાધ નહિ આવે પહેલા તો તમારા અશાસ્ત્રીય ને વાણીથી વીરૂદ્ધ તેમજ અભગુ

માણુસ તરીકેના તમો ફાવે તેવો નાસ્તિક પ્રશ્નો કરો. તેનો જવાબ દવો કે નહિ તે ધર્મ આચાર્યની આજ્ઞા સીવાય ન લખાય ભલા હકી આપના પ્રશ્નોના જવાબ બરાબર આપીએ તો તેથી સંપ્રદાયને લાભ નુ જો આપ તમારા જવાબથી તમારા પંડિતો તથા તેના અનુયાયી છો તે આ સંપ્રદાયના શીષ્ય થવા બધાઓ છો ને તમારો ગ્રંથ તદન ખોટો છપાણો છે એમ લેખીત માફી માગશો બીજુ અમોએ ખગ જવાબ આપ્યા કે ખોટા તેને મટે કોઈ ગરભાઈને વચમા રાખી શકો છો અને તે વિદ્વાન અને વાણીના સમજનારનુ નામ આપશો તો તમોને ઉતર અપાય બાકી રમત તરીકે સીધાંતની વતો ન થય હર જવાબ આપશો તેના ખુલાસાઓ થશે એજ

## વેરાવળ બંદરનો કાગળ નં. ૬.

તારીખ ૧૭—૩—૧૯૨૫

મીશ્રી રામજી લોજા વીરમગામ જોગ વેરાવળથી લખીતગ ૦૪૪૨ સ્વામજી પ્રેમજીના પ્રણામ જત તમારૂ કયાર્ડ મલ્યુ બીના જાણી તમો લખો છો કે વકીલ પરસોતમ રણછોડ ભાઈએ સંવત ૧૯૬૭ મા કીરતના વલી ચોપડીઓ છપાવી છે તેમા કેટલીક ભુલો છે અને તે ભુલોના સબંધથી સંપ્રદાયને હની પહોચવા જણાવ્યુ તો તે ચોપડીમાં કયા કયા કીતનમા ને કયા કયા પાનામા ને શુ શુ ભૂલ છે તે વીગતથી લખી જણાવો તો તમારો જવાબ આવ્યા બાદ તમોને તે ભુલો શુધારવા ખુલાસો લખીશુ હુ પરસોતમ વકીલના ભાઈ પ્રેમજી રણછોડનો દીકરો છુ વળી મારી હાલમા અહી ગાવી

આણાની દુકાન છે વળી આ ગામમા મહીર નથી પણ મોટા માથી ભાઇનુ એક ઘર છે તેનુ નામ ડાહ્યાભાઈ કરશનજી છે એજ સવત ૧૯૮૧ના ફાગણ વદી ૭

દા ભીમજી પરસોતમના પ્રણામ સ્વીકારસો.

## ભાઇ પરસોતમ કૃત કીરતનાવળીને જવાબ.

### શ્રી દેવચંદજી સત્ય છે

સ્વસ્તી શ્રી વેરાવળ બંદર ભાઇ શ્રી ઠક્કર સ્યમજી પ્રેમજી તથા ભીમજી પરસોતમ જોગ વીરમગામ થી લખીતગ મીસ્ત્રી રામજી ભોજાના પ્રણામ સ્વીકારસો જત તમારૂ કાર્ડ મળ્યુ તેમા આપ લખો છો કે સવત ૧૯૮૨મા વકીલ પરસોતમ રણછોડ ભાઇએ શ્રીનીજાનંદી સપ્રદાયના પ્રણામી ધર્મના ભાઇઓ સારૂ કીરતનાવલી ચોપડીઓ છપાવી છે તેમા શુ શુ ભુલો છે તે જણાવો તો તે ભુલો સુધારી આપવા ખુલાસો લખીશુ માટે તે ચોપડીમા નીચે પ્રમાણે ભુલો છે તે જુવો

(૧) આપણા ધર્મ શ્રી નીજાનંદી સપ્રદાયના પરમેશ્વર એક શ્રી રાજજીને માનીએ છીએ અને આચાર્ય એક શ્રીસતગુરૂ શ્રીદેવચંદજી છે અને અવતાર એક શ્રીકૃષ્ણને આવેશ અવતાર માનીએ છીએ અને શ્રીનીજાનંદી સપ્રદાય શ્રીનીજાનંદ સ્વામીએ એટલે ધણી શ્રીદેવચંદજીએ સવત ૧૬૭૮મા શ્રી રાજજીના વર્ચનામૃતોથી પ્રગટ કરી છે- તે એવી રીતે કે એક પુર્ણ બ્રહ્મ શ્રી રાજજી તથા એક આવેશ અવતાર શ્રી કૃષ્ણજી તે શીવાય કોઇ પુરણ બ્રહ્મ

બતાવ્યા નથી અને તમો પાના ૫ મા બીજા વધાવામા લખોછો કે –
સુદર સાથ ધામ ધણીજી વધાવો, પ્રગટયા પુરણ બ્રહ્મ લ્યો લાવો.
પ્રાણનાથ પધાર્યા "ટેક"

સવત સોળ ૫ ચોતેરની સાલે  મહેર કીધી મન વાલે  ૩
કેસવરાયને ઘેર વાલોજી બીરાજે  અનેક આભુષણ છાજે  ૬
પરષોતમ કહે પ્રીતમ પ્યારા  નજરથી ન રહો ન્યારા  ૮

અરથ –જુવો તમો સુદર સાથને કહો છો કે શ્રી ધામ ધણી ભાઇ મહેરાજને વધાવો. વળી પુરણ બ્રહ્મ ભાઈ મહેરાજ છે તેનો લાવો લ્યો વળી તેમનો જન્મ સવત ૧૬૭૫મા ઠકર કેશવરાયને ઘરે અવતાર લઈ વાલોજી બીરાજે છે, તેને પરષોતમ ભાઇ કહે છે કે હે પ્રિતમ પ્યારા તમારી નજરૂ હેઠે રાખજો

આવી વધાઇ તમે બનાવીને સુદર સાથને તમે ભુલાવ્યા છે ભાઇ મહેરાજને તમે શ્રી ધામ ધણી તથા પુરણ બ્રહ્મ તથા વાલોજી તથા પ્રિતમ પ્યારા બનાવીને સૌ સાથને વધાવવાનુ કહોછો તે શ્રી સુદરબાઇના સાથમાતો કેટલીક સખીઓમા આવેશ શ્રી ધામ થી આવેલા છે તેવુ સત ગુરૂ શ્રી દેવચદજીએ કહેલ છે ને તે સખીઓના ધામધણી તથા પુરણ બ્રહ્મ તથા વાલોજી તથા પ્રિતમ પ્યારા એક શ્રી રાજજી વીના બીજો કોઈ નથી અને તમેતો ભાઇ મહેરાજને બતાવો છો તેથી અધર્મ અસત્ય અને અન્યાય કહેવાય વળી સાથને ભુલાવવાથી મહાપાપ થાએ છે માટે લખવાનુ કે તમારી ભુલ સુધારી આપો.

(૨) વળી શ્રી નીજાનદી સ પ્રદાયનો એવો ધારોછે કે કોઈ શાસ્ત્ર લખવુ હોય ત્યારે પુસ્તકને મથાળે પહેલુ નામ શ્રી સતગુરૂનુ લખી તેનુ સમરણ કરીને પછી બીજી વાત લખાય પણ તમે તમારી ચોપડીમા ધણી શ્રી દેવચદજીનુ નામ કાઢી નાખીને ભાઈ મહેરાજ સત્ય છે એવુ લખ્યુ છે માટે સતગુરૂ શ્રી દેવચદજીનુ નામ શ્રી નીજાનદ સ્વામીજી છે અને તે નામ ઉપરથી તેમની ચલાવેલી શ્રી સપ્રદાયનુ નામ શ્રી નિજાનદી સંપ્રદાય રાખવામા આવ્યુ છે માટે તેમની સપ્રદાયવાળાને શ્રી નીજાનદ સ્વામી સત્ય છે અથવા શ્રી દેવચદજી સત્ય છે તેમ લખવુ જોઇએ માટે તમે શુ કારણથી સતગુરૂનુ નામ કઢી નાખ્યુ છે અને આવો ઉપદેશ તમને કોણે આપ્યો છે, તેનુ નામ લખો અને ચોપડી સુધારીને આપો

(૩) વળી તમારી ચોપડીમા પહેલા પાના ૫ મા ચાર વધાઇ ભાઈ મહેરાજની લખી છે ને તે પછી પાના ૬ મા શ્રીકૃષ્ણની વધાઇ એકજ લખી છે ને સોથી પાછળ આચાર્ય શ્રી દેવચદજીની વધાઇ એક લખી છે માટે તમને પુછવાનુ કે શ્રી નીજાનદી સપ્રદાય ચલાવી ત્યારે આચાર્ય સઉથી પહેલા હતા કે પાછળ હતા તે અમને કહો વળી શ્રી નીજાનદી સપ્રદાય ચાલી ત્યારે ધણી શ્રી દેવચદજીએ શ્રી સપ્રદાય ચલાવવા માટે મુલ શીષ્ય શ્રી ગાગજી ભાઇને સ્થાપન કરેલ છે, ને તે ગાગજીભાઈએ શ્રી સપ્રદાયમા એવો ધારો બાધેલ છે કે એક વધાઈ આસો સુદ ૧૪ની કરવી ને

બીજી વધાઇ શ્રાવણ વદી ૮ ની કરવી તેવુ ખટરૂતીમા લખેલ છે પણ તમો તો સો સાથને ભાદરવા વદી ૧૪ની વધાઈ કરવાનુ કહો છો માટે તમને પુછવાનુ કે આ વધાઇ કરવાનો ધારો શ્રી નીજાનદી સપ્રદાયનો છે કે તમારા ઘરના કાયદા અનુસાર સાથને ભુલાવ્યા છે જો સપ્રદાયનો ધારો હોય તો તેની શાબાતી કરાવી આપો ને જુના લેખ બતાડો

(૪) વળી તમો પાના ૭ મા લખો છો, કે.-રમત રમે છે સખીઓના સગમા પુરણ બ્રહ્મને શ્રી ઇંદ્રાવતી સાથ માટે લખવાનુ કે શ્રી નીજાનદી સપ્રદાયનો એવો ધારો છે કે શ્રી રાસમા આગેવાન શ્રી સિરદાર સખી સુદરબાઈ શીરોમણી છે તેવુ રાસ પ્રકરણુ ૩૨ ચોપાઇ ૨૪ થી સાબીત થાય છે વળી તે શ્રી સુદરબાઈ સતગુરૂ શ્રી દેવચદજીનો અવતાર છે તેનુ નામ કાઢી નાખીને તમે શુ કારણથી ઇંદ્રાવતીનુ નામ લખો છો વળી શ્રી નીજાનદી સપ્રદાયમા જે કોઇ સામીલ થયા તે સર્વને શ્રી સુદરબાઇનો સાથ કહેવાય છે તો તમો ઇંદ્રાવતીનો સાથ કયા કાયદાને લાગુ પાડીને લખો છો વળી પુરણ બ્રહ્મને શ્રી નથી લખતા ને ઇંદ્રાવતીને શ્રી લખો છો તે પણ મોટી ભુલ છે પુરણ બ્રહ્મ સથે શ્રીસુદરબાઇ રાસ રમતા હતા તેમ લખવુ જોઇએ કારણ કે સૌથી આગેવાન તે સખી છે, આગેવાનનુ નામ કાઢીને બીજી સખીનુ નામ લખવુ તે ભુલ છે, આવી ભુલ કરવાથી શ્રી સતગુરૂનો નાશ થાય છે તે પદ ગવાથી સાથને ગુનો લાગે છે, અને આવા ખોટા પદ

બનાવનારને શ્રી નીજાનદી મુક્તિ મળતી નથી કારણ કે તમે પાને ૮ મે મુકુન્દદાસના પદમા જણાવો છા કે શ્રી નીજાનદી સપ્રદાય મહા બળવાન છે માટે શ્રી નીજાનદ નામ શ્રી સુદરબાઇનુ બળવાન છે તો તેનુ નામ કાઢવાથી અન્યય થાય છે જુવોશ્રી સપ્રદાય ચલાવનાર તથા શ્રી સ'પ્રદાયના ધણી તથા શ્રી સપ્રદાયના આચાર્ય શ્રી સુદરબાઇનુ નામ કાઢી નાખીને શ્રી ઇંદ્રાવતીનુ નામ લખવુ તે અધર્મ તથા અસત્ય છે

(૫) બીજુ તમે પાના ૧૦ મા ખીજડા મદીરના પરપરાવશ શ્રી કેસરબાઇથી લખો છો માટે તમને પુછવાનુ કે શ્રી ખીજડા મદીરની વશાવળી શ્રી કેસરબાઇથી કેમ ચાલી, કારણ કે શ્રી કેસરબાઇથી પહેલા શ્રી ખીજડા મદીરમા ચાર ગાદી થઇ ગઇ છે તેના નામ શુ કારણથી કાઢી નાખો છો તે શ્રી ખીજડા મદીર સ્થાપન શ્રી દેવચદજીએ કરેલુ છે અને તેમની ગાદી આજ દીવસ સુધી બેઠકના ઓરડાના કાયમ રહેલી છે તે પછી મુલ શિષ્ય શ્રી ગાગજીભાઇ સરવે કારભાર કરતા અને ગુરૂશ્રી બીહારીજી ગાદી વારસ હતા અને તે પછી ગાદી વારસ તથા ખીજડા મદીરના માલીક શ્રી નાગજીભાઇ તથા ગુરૂશ્રી પરમાનદજી હતા એવી રીતે આ ચારે નામ કાઢી નાખીને શ્રી કેસરબાઇનુ નામ પહેલુ લખો છો તે શ્રી કેસરબાઇ કાઇ ખીજડા મદીરના માલીક નથી શ્રી કેસરબાઇનેતો એટલા માટે રાખેલ હતા કે રબારી ભરવાડ ખીજડો ભાગી નાખતા તેનુ રખોપુ કરવા રાખેલ હતા અને

ખીજડા મદીર તથા બીજી સરવે જોગવાઇ શ્રી નૌતમપુરીમા છે તે માલ મીલ્કત જમીન જગ્યા ઘર વાડી અને ચારા મદીર એવી રીતે શ્રી નીજાનદી સપ્રદાયની સરવે સામગ્રી શ્રી મુલ શિષ્ય શ્રી ગાગજીભાઇએ ભેટ આપી છે તેની સાખ સુદર સાગર પ્રકરણ ૩૮ ચોપાઇ ૧૫ જુવો —

सो सरव समरप्यो हतो सोइ महल मदीर रखे नही कोइ
तन धन कुटुब सोपके सबही न्यारे निर्थ भए जो तबही १

અરથ —શ્રી નવરગદાસજી કહે છે કે ભાઇ મહેરાજે સુરત આવી ને કહ્યુ કે ધણી શ્રી દેવચદજીના મુલ શીષ્ય શ્રી ગાગજીભાઇએ આચાર્ય શ્રી નીજાનદ સ્વામીજીના ચરણમા સરવસ અરપણ કરેલ હતુ અને મહેલ મદીર કાઇ પણ વાસે ગણ્યુ નહોતુ વળી તન ધન કુટુબ સરવે સોપી પોતે માયાથી જુદા થઇને આત્મા જાગ્રત કરી લીધી (૧૫)

મહેલ મદીર એટલે જમીન જગ્યા સરવે સોપી તન એટલે પોતાની જાતે અગ મહેનતથી શ્રી સતગુરૂ શ્રી દેવચદજીની તથા શ્રી સુદરસાથની સેવા કરીને શ્રી નીજાનદી સપ્રદાય સ્થાપી વળી ધન એટલે જામસાઇ કોરી બે લાખ ચરણમા રાખીને તે ધનથી શ્રી ખીજડા મદીર વગેરે જમીન શ્રી સપ્રદાયના કબજામા રહી વળી કુટુબ એટલે બહેન, ભાઇ, પત્ની પુત્ર સરવેને શ્રી સતગુરૂ ની સેવા કરવાનો હુકમ આપીને શ્રી ગાગજીભાઇ માયા રહીત થઇને સરવે કારભાર હાથ લીધો તેટલા માટે શ્રી ખીજડા મદીર

શ્રી ગાગજીભાઈની મીલ્કત છે એમ કહીએ તો કહી શકાએ એવા શિરદાર શિષ્ય શ્રી ગાગજીભાઈ વિગેરે નામ કાહી નાખીને રખોપુ ગખનાર શ્રી કેસરબાઈના નામથી શ્રી ખીજડા મદીરની વશા વળી તમે લખો છો તેટલા માટે તમારી ચોપડી નદન ખોટી છે વળી શ્રી સતગુરૂના પક્ષના નાશ કરનાર છે તેથી તમને ચેત વણી આપીએ છીએ કે તમોએ એક હજાર ચોપડી છપાવીને જેને જેને આપીછે તે સરવે પાછી મગાવીને તેની બીજી આવૃતી છપાવીને શઉને ભેટ મોકલો અને આ ખેટી હજાર ચોપડી શ્રી નીજાનદી સપ્રદાયના વાગસને પહોચાડી અપો અગર તેમ નહી કરો તો શ્રી સપ્રદાયમા થતી નુકસાની તમને ભરવી પડશે

(૬) બીજુ તમો પાના ૧૫માઝીલણીઉ લખ્યુ છે તે પદમા નામા ચરણ મહારાજ શ્રી સુખલાલ દાસનુ લખો છો પણ તે પદ શ્રી સુખ લાલદાસજીનુ કહેલ નથી તેમજ બનાવટ કરીને લખ્યુ છે તેવી રીતે ચોખુ સમજાય છે કારણ કે તે પદમા પરનાની ચોપાઈ પહેલી આવે છે અને શ્રી નોતમપુરી ની ચોપાઇપાછળથી આવેછે માટે મહા રાજ તો સારી પેઠે જાણતા હતા કે શ્રી નીજાનદી સપ્રદાયનુ મોટુ ધામ શ્રી નાતમપુરી છે તેનાથી પહેલુ નામ પરનાનુ લખે નહી આતો તમેજ સાયને ભુલાવવા માટે બનાવટ કરી છે કારણ કે શ્રી નીજાનદી સપ્રદાયનુ ધામ પરના હોએ તેવી કોઇ સાબુતી મળતી નથી માટે આ પદમાથી પરનાનુ નામ કાઢી નાખો નહીતો પ્રમાણ આપો તમને આવો ઉપદેશ આપનાર કયા

સાધુ હતા તેને બોલાવીને સરવે બાબતનો ખુલાસો કરાવી આપો

(૭) બીજુ તમો પાના ૨૨ ના પદમા લખો છો કે,–

નીરાકાર નીરગુણ જાણે નહી  નહી જાણે નીરંજન માયા
સબલીક બ્રહ્મ કેવલ બ્રહ્મ  પણ નહી પાયા ''

માટે તમારા પદથી એવુ સમજાય છે કે શ્રી કેવલ બ્રહ્મ શ્રી નીજાનદી સપ્રદાયને જાણતા નથી પણ આ તમારી સમજણમા ભુલ થઈ છે, કારણ કે આચાર્ય શ્રી દેવચદજીને સવત ૧૬૭૭ મા શ્રી શ્યામ સુદરના મદીરમા જે સ્વરૂપના દર્શન થયા તે સ્વરૂપે એમ કહ્યુ કે હુ તમારો ધણી છુ તે શ્રી કેવલ બ્રહ્મ પોતે હતા અને સતગુરૂ શ્રી દેવચદજી પણ શ્રી કેવળ ધામથી આવેલા છે તેની સાખ કીરતન પ્રકરણ ૬૪ ચોપઈ ૧૨ મા છે તેને તમે લખો છો કે એ કાઈ જાણતા નથી માટે આવી ભુલો તમારી ચોપડીમા હજારો છે પણ આ વખતે તમો એ ચોપડી સુધારી દેવને રાજી હો તેથી વધારે લખનો નથી પણ જો સુધારી નહી આપો તો ઉત્તર અરજીમા સરવે ભુલ જાહેર કરીને તમારી બુધ્ધીને ધન્યવાદ આપશુ એજ સવત ૧૯૮૧ ના ચેતર શુદ ૮ બુધવાર તા ૧–૪–૨૫

દા. મીસ્ત્રી રામજી ભોજાના પ્રણામ સ્વીકારશો





# ગાંધી મોહનલાલ કરમચંદ ને લખેલો

## કાગળ ન—૭

**શ્રી કૃષ્ણ પરમાત્માય ન,મ**

શ્રી ગાંધી મહાત્માજીને અરજ મુ સાબરમતી

વીરમગામથી લી મીસ્ત્રી રામજી ભોજા તા ૭-૧-૧૯૨૫

(૧) વીનતી સાથે લખવાનુ કે તા ૭-૧-૨૫ ના રોજ ભાવનગર જતા વીરમગામ સ્ટેશન ઉપર સવે બધુનો ભેટ કરીને આપે કહ્યુ કે રૂ કાતીને સુતર કોણ કોણ લાવ્યા છો એવો આપનો બોલ સાભળીને હુ વિચાર કરૂછુ કે સુતર કાતવાની ભલામણ આપ સ્વરાજ મેળવવા માટે કરોછો. પરતુ આપને શ્રી પરમેશ્વરે અહી મોકલ્યા છે તે એટલા માટે ક સર્વે લોકોને સ્વર્ગમા સ્વરાજ અપાવવા મહેનત કરવી તે વચન શ્રી પરમેશ્વરનુ ભુલી જઈને લોકોને આ દુનિયાનુ સ્વરાજ લેવાના ઉપાયો બતાવો છો તે નવજીવનમા આપનો લેખ વાચવાથી સારી રીતે સમજાય છે ખેર (છતા) જે બન્યુ તે સારૂ હવે આગળને માટે શુ કરવુ છે તે સાભળો

(૨) ભાઇ તિલક તથા આપ આગલે જન્મે બ્રહ્માદેશના માડલા શહેરમ ભેગા હતા તે પછી બીજે અવતાર ભાઈ તિલક મરાઠા દેશમા આવ્યા ને આપ કાઠીયાવાડમા આવીને જે કાઇ કામ કર્યુ તે આપ જાણો છો તે પછી ભાઇ તીલકે સ્વર્ગે જઇ વિ

ચાર કીધો કે સર્વે લોકોને સ્વર્ગમા સ્વરાજ અપાવવુ તે કારણથી ત્રીજો અવતાર લેવા નીરધાર કર્યો પણ આપની રાહ જોઇને ત્રણ વરસ ગર્ભમા રોકાઈ રહ્યા અને કેટલાક હુકમ મારા ઉપર આપને આપવાના મોકલ્યા તેમાની કાઇક થોડી ખબર અમે નવજીવનના સેક્રેટરીને મેકલવી હતી પણ તેમણે કાઇ જાહેર પાડી નહી છેવટ ભાઇ તીલકે તમારી રાહ ( આવવાના ટાઇમની વાટ ) જોઈ જોઇને સવત ૧૯૭૮મા અવતાર લીધો છે સાથે ચાર મીત્ર લઇને આવ્યા છે તો પણ હજી તમારી રાહ જુવે છે હવે ચોથો અવતાર સભળો

(૩) શ્રી પરમ પદના પરમેશ્વર આ દુનિયામા અવતાર લેવા ધારે છે (નીરધાર કરે છે) તે કારણથી સૃષ્ટીકર્તા કુદરતી ભગવાને સવત ૨૦૩૮ સુધી સર્વ સરાજમ તયાર કરી રાખવા નીરધારેલ છે માટે સવત ૨૦૩૮ થી આશરે દશ વરસ આગળ પાછળ કોઇ મોટા રાજમા શ્રી પરમપદ નિવાસી શ્રી પરમેશ્વરનોઅગી (અગના) નો અવતાર થાશે તે અવતારને ખાસ પરમેશ્વર પણ કહી શકાએ છે અને તે અવતાર રાજના ધારા ધોરણ તથા ધર્મના ધારા ધોરણનો કેટલેક સુધારો કરશે તે વખતે ભાઇ તીલકને તથા આપને પણ ત્યા બોલાવશે તે વખતે ચોથો અવતાર ધરીને આપને બન્નેને ત્યા જાવુ પડશે માટે હવેથી નવજીવનનો લેખ લખતા વિચાર કરીને લખવો જેથી મોટા રાજને હાની ના પહોચે કારણકે મોટા રાજનુ ભલુ કરવાથી તમારૂજ ભલુ છે અને તમારૂ ભલુ થવાથી લોકોનુ

ભલુ થાશે તે એવી રીતે કે તે રાજ આખર તમનેજ સોપવામા આવશે અને સ્વર્ગનુ સ્વરાજ મેળવશે।

**દા, મીસ્ત્રી રામજી ભોજાના પ્રણામ સ્વીકારશો.**

## —:પ્રમાણુ વિચાર:—

ઉપરનો પત્ર શ્રી નીજાનદી સપ્રદાયની આગમના ધોરણથી લખવામા આવ્યો છે હીન્દી પ્રકાશ પ્રકરણ ૩૮ ચો ૮૯ અને ૮૭ ના નીયમાનુસાર વળી ને નીયમ તથા કાગળ માનવો અગર ના માનવો તે દરેકની મરજી અનુસાર છે

# વાંચકોને સુચના

ઉપરના સર્વે કાગળોનો ન્યાય વિચાર ઉતર અરજીના પાછળના ભાગો મા લખાશે



# हीन्दी साथके गुजराती अक्षरोकी पहेचान.

(स्वर)

અ આ ઇ ઈ ઉ ઊ ઋ એ ઐ ઓ ઔ અં અઃ
अ आ इ ई उ ऊ ऋ ए ऐ ओ औ अं अः

(व्यंजन)

ક ખ ગ ઘ ઙ ચ છ જ ઝ ઞ
क ख ग घ ङ च छ ज झ ञ

ટ ઠ ડ ઢ ણ ત થ દ ધ ન
ट ठ ड ढ ण त थ द ध न

પ ફ બ ભ મ ય ર લ વ શ
प फ ब भ म य र ल व श

ષ સ હ ળ ક્ષ જ્ઞ
ष स ह ळ क्ष ज्ञ

ઉતર અરજી મળવાનું ઠેકાણું

**મીસ્ત્રી રામજી ભોજા.**

ઠે માળીવાડા પોસ્ટ-**વીરમગામ**

ગુજરાત

# જાહેર ખબર.

શ્રી નીજાનંદી ભાઇઓને શ્રી નીજાનંદી સંપ્રદાય ધારણની ખપતી પડે તો અમને લખવુ અમારી ઉતર કોઇ સાથી પ્રશ્નો કરશે તેને પુરતો ઉતર આપવા ઉતરઅરજી વાચવાનીઇચ્છા હોય તેઓએ પોતાનુ શરનારથી લખી મોકલશે તો તેને મફત મોકલવામા આ અરજીમા જે કાગલો છપાવ્યા છે તેના અસલ કે વધારે બે વરસ સુધી સાચવીશુ ઉતર અરજીમા અરે લખ્યા છે તેના ઉતર કોઇ સાથીને સાંભળવા હોય સાભળી જાય જ્યા સુધી અમે બારમો પ્રશ્નો જાહેર ત્યા સુધી ઉતર બાહેર નહીં પાડીએ, ઉતર અરજીના પ્રમાણ દેવા માટે ભાઇ મહેરાજ કૃત ગ્રંથની ચોપાઇ આપશે હાલ અમો વીરમગામનુ શીરનામું લખીએ છી મુલ રહીશ અંજાર તાબે કચ્છ પોસ્ટ સીનુગરાના છીએ રનામાનો કદી ફેરફાર થાય તો નીચેના સાથીને પુછજો

રાઠોડ જેઠાભાઇ કલ્યાણભાઇ ઠે. જુની દીવાન

મુ. ધોળકા

લી. મીઠી રામજી